ओ३म्

# પિતા અને પુત્રનો સંવાદ

અથવા

## બાલ પ્રશ્નોત્તરી

૧ પુત્ર--પિતાજી, આ જે બધું ઉપર નીચે દેખાયછે તે શું છે?
પિતાજી—બેટા, એ સંસાર છે

૨ પુત્ર—એ કોણે બનાવ્યો હશે? પિતાજી—ઇશ્વરે.

૩ પુત્ર—ઇશ્વર કોણ છે? પિ૦—ઇશ્વર એ એક મોટી ચેતન શક્તિ છે; તે સૌને ઉત્પન્ન કરનાર, સૌનું પાલન કરનાર અને સૌનો નાશ કરનાર છે.

૪ પુ૦—આ શક્તિ ક્યાં રહે છે? પિ૦—આ શક્તિ સવ ઠેકાણે વ્યાપક છે; કોઇ એક સ્થાનમાં રહેતી નથી.

પુ૦—તે દેખાતી કેમ નથી? પિ૦—તે નિરાકાર છે, તેને શરીર નથી, રૂપે નથી; અને રંગે નથી; પરંતુ તે બધું કરી શકે છે; અને બધાંના મનની છાની વાત તે જાણે છે.

પુ૦—શું ઇશ્વરે આ સંસારને એકજવાર બનાવેલો છે?
પિ૦—નહિ, ઘણીવાર બનાવ્યો; અને ભાગી નાંખ્યો; અને આગળ પણ બનાવ્યાં જશે.

૭ પુ૦—પૃથ્વી, સૂર્ય, ચંદ્ર અને તારા એ કોની મદદથી ચાલી રહ્યાં છે ? પિ૦—ઇશ્વરની બનાવેલી આકર્ષણ શક્તિની મદદથી.

૮ પુ૦—ઇશ્વરને કોણે બનાવ્યો ? તે જન્મ લે છે કે નહિ ? પિ૦—ઇશ્વરને કોઇએ બનાવ્યો નથી; તે કદી જન્મ લેતો નથી, કે મરી જતો નથી.

૯ પુ૦—શ્રી રામચંદ્રજી કે કૃષ્ણ ઇશ્વર હતા કે માણસ? પિ૦—એ મહાયોગી પુરૂષો હતા; ઇશ્વર નહોતા.

૧૦ પુ૦—જન્મ કોને કહે છે ? અને મરણ કોને કહે છે ? પિ૦—આત્મા અને શરીરના સંયોગને જન્મ અને વિયોગને મરણ કહે છે.

૧૧ પુ૦—મરવું એ તો ખરાબ છે. ત્યારે ઇશ્વર અમને શા વાસ્તે મારે છે ? પિ૦—બેટા, જે ધર્માત્મા માણસ છે અને જે ઇશ્વર ઉપર વિશ્વાસ રાખે છે તે મોતથી ડરતો નથી. તે મરી જવાથી દુઃખમાંથી છુટે છે; પણ પાપી માણસો ડરતાં રહે છે. ઇશ્વર કર્મનું ફળ આપવાને આપણને મારે છે અથવા જન્મ આપે છે.

૧૨ પુ૦—જીવ શું છે ? અને કેટલા છે ? પિ૦—જીવ એ એક નાની શક્તિ છે અને અસંખ્ય છે.

૧૩ પુ૦—જીવ ક્યાં રહે છે? પિ૦—જીવ, સંસારના કીડા, મંકોડા, પશુ, પક્ષિ, વનસ્પતિ વગેરેમાંના

શરીરમાં રહે છે; અને ઘણા મનુષ્યયોનિથી મોક્ષ
ધામમાં ચાલ્યા જાય છે.

૧૪ પુ૦—શું બધા જીવ સરખા છે ? પિ૦-હા, બધા સરખા છે; કોઈ નાનોએ નથી. કોઇ મોટોએ નથી; કોઇ સ્ત્રીએ નથી, કોઇ પુરૂષે નથી.

૧૫ પુ૦—ત્યારે કોઇ ઘોડો, કોઇ માણસ, કોઈ સ્ત્રી વગેરે કેમ બનાવાય છે ?

પિ૦—કર્મોનાં ફળ ભોગવવા વાસ્તે.

૧૬ પુ૦—કયો જન્મ ( યોનિ ) સૌથી સારો ? પિ૦ માણસનો; કારણ કે આ જન્મમાં રહીને જીવ જ્ઞાની બની મોક્ષ પ્રાપ્ત કરી શકે છે.

૧૭ પુ૦—શું, માણસનો જીવ પશુમાં જઇ શકે છે ?
પિ૦—હા, જઈ શકે છે.

૧૮ પુ૦—જ્ઞાન કોને કહે છે? પિ૦-યથાર્થ જ્ઞાનને; અથવા જે વસ્તુ જેવી છે તેને તેવી જાણવી એને જ્ઞાન કહે છે

૧૯ પુ૦—મોક્ષ કે મુક્તિ કોને કહે છે ? પિ૦—જન્મમરણના બંધનથી છુટી જવું તેને મોક્ષ કહે છે.

૨૦ પુ૦—મોક્ષમાં જીવ શું કરે છે ? પિ૦—મોક્ષમાં જીવ ઇશ્વરનો આનંદ ભોગવી તેમાં મગ્ન રહે છે. આ આનંદ સૌ સુખથી ચઢીઆતો છે.

૨૧ પુ૦—જ્ઞાન ક્યાંથી મળી શકે છે ? પિ૦—વેદોમાંથી અથવા સત્સંગથી.

૨૨ પ્ર૦—વેદ શું છે ? અને કેટલા છે ? પ્ર૦-વેદ ઇશ્વરે આપેલું જ્ઞાન છે; તે ચાર છે (૧) ઋક્, (૨) યજુઃ, (૩) સામ, અને (૪) અથર્વ.

૨૩ પ્ર૦—શું બાઇબલ, કુરાન, વગેરે ઈશ્વરે આપેલું જ્ઞાન નહિ ? પ્ર૦—નહિ; એ ફક્ત ધર્મનાં પુસ્તક છે; કારણ કે એમાં ઈશ્વરી નિયમવિરૂદ્ધ વાતો લખેલી છે.

૨૪ પ્ર૦—વેદોમાં શું છે ? પ્ર૦—જ્ઞાન અને ધર્મનો ઉપદેશ છે.

૨૫ પ્ર૦—ધર્મ કોને કહે છે ? પ્ર૦—વેદો પ્રમાણે આપણું જીવન કરવું તેનું નામ ધર્મ.

૨૬ પ્ર૦—ઈશ્વરે વેદ શા વાસ્તે બનાવ્યા ? પ્ર૦—માણસોને સત્યવિદ્યા શીખવવાને વાસ્તે.

૨૭ પ્ર૦—શું વેદ જાણવાનો ચારે વર્ણને અધિકાર છે ? પ્ર૦—હા.

૨૮ પ્ર૦—બ્રાહ્મણનું કામ શું છે ? પ્ર૦—વેદ ભણવા અને ભણાવવા; યજ્ઞ કરવા અને યજ્ઞ કરાવવા· દાન દેવું અને દાન લેવું.

૨૯ પ્ર૦—ક્ષત્રિયનું શું કામ છે ? પ્ર૦—વેદ ભણવા, દેશની રક્ષા કરવી, યજ્ઞ કરવા, અને દાન આપવું.

૩૦ પ્ર૦—વૈશ્યનું શું કામ છે ? પ્ર૦—વ્યાપાર કરવો, ખેતી કરવી, પશુઓ પાળવાં, વેદ ભણવા; યજ્ઞ કરવા, અને દાન કરવું.

૩૧ પ્ર૦—શૂદ્રનું શું કામ ? અને શૂદ્ર કોને કહેછે ? પ્ર૦—શૂદ્રનું કામ સેવા કરવાનું છે અને જે માણસો

વિદ્યા ન ભણ્યાં હોય તેમને શૂદ્ર કહે છે.

૩૨ પ્રુ૦—આર્ય કોને કહે છે? પ્રિ૦—ઉત્તમ અથવા વિદ્વાન્ લોકોને જે વેદો પ્રમાણે પોતાનું જીવન ગાળે છે.

૩૩ પ્રુ૦—સંસારમાં અનદિ કઈ કઈ વસ્તુઓ છે? પ્રિ૦—જીવ, ઇશ્વર, અને પ્રકૃતિ; આમાં જીવ અને ઇશ્વર ચેતન છે; અને પ્રકૃતિ જડ છે.

૩૪ પ્રુ૦—જીવ અને ઇશ્વરમાં શો ફેર છે? પ્રિ૦-જીવ, જન્મ મરણના બંધનમાં આવી સુખ દુઃખ ભોગવે છે. પણ ઇશ્વર તેમ કરતો નથી.

૩૫ પ્રુ૦—પાપ કે પુણ્ય કોને કહે છે? પ્રિ૦—યજ્ઞ વગેરે સારાં કામ કરવાં અને ઈશ્વરની આજ્ઞા પાળવી, એ પુણ્ય અને જે આની વિરુદ્ધ તે પાપ.

૩૬ પ્રુ૦—પાંચ મહાયજ્ઞ કિયા કિયા? પ્રિ૦-(૧) બ્રહ્મયજ્ઞ, (૨) દેવયજ્ઞ, (૩) પિતૃયજ્ઞ, (૪) અતિથિયજ્ઞ, અને (૫) બલિવૈશ્વદેવ.

૩૭ પ્રુ૦—બ્રહ્મયજ્ઞ કોને કહે છે? અને એનો મુખ્ય ઉદ્દેશ શો છે? પ્રિ૦-બ્રહ્મયજ્ઞ સંધ્યોપાસનાને કહે છે, એનો મુખ્ય ઉદ્દેશ બુદ્ધિને ખોટે રસ્તેથી પાછી ફેરવવી અને સારા કામમાં ચલાવવી કે જેથી સુખ મળે.

૩૮ પ્રુ૦—દેવયજ્ઞ કોને કહે છે? પ્રિ૦-દેવયજ્ઞ અગ્નિહોત્રને કહેછે; તેની મારફતે વાયુ ઈત્યાદિ દેવોની

શુદ્ધિ થાય છે: અને તે આપણી શાંતિનો મદદગાર બને છે.

૩૯ પુ૦—પિતૃયજ્ઞ કોને કહે છે? પિ૦—જીવતાં માતા પિતાની સેવાને પિતૃયજ્ઞ કે પિતૃશ્રાદ્ધ કહે છે.

૪૦ પુ૦—અતિથિયજ્ઞ કોને કહે છે; પિ૦—ઘેર આવેલા વિદ્વાન્, મહાત્મા વગેરે મેમાનનો સત્કાર કરવો એ અતિથિયજ્ઞ કહેવાય છે.

૪૧ પુ૦—બલિવૈશ્વદેવ કોને કહે છે? પિ૦ નાના નાના જીવોને ખાવાનું આપવું અને એમનું રક્ષણ કરવું એ બલિવૈશ્વદેવ કહેવાય છે.

૪૨ પુ૦—પિતાજી, ત્યારે મરી ગયેલાં પાછળ બ્રાહ્મણો વગેરેને જમાડી શ્રાદ્ધ કરવું એ મરનારને નહિ પહોંચતું હોય? પિ૦-ના નહિ. એ તો પુરાણોની કપોલ કલ્પિત કથાઓ છે.

૪૩ પુ૦—સૌથી મોટું કામ કયું? પિ૦—સાચું બોલવું, બહાર અને અંદર શુદ્ધ રહેવું, અને જીવહિંસા ન કરવી.

૪૪ પુ૦—શું અમારે અમારો મત હિંદુ બનાવવો જોઈએ? પિ૦ નહિ, વૈદિક; હિંદુ તો ચોર, બદમાશને કહે છે.

૪૫ પુ૦—અમારા દેશનું નામ શું? પિ૦—આર્યાવર્ત, કે ભારતવર્ષ.

૪૬ પુ૦—અમારે અમારા દેશને વાસ્તે શું કરવું જોઈએ? પિ૦-તમારે દેશના સાચા ભક્ત બનવું

જોઇએ; અને સ્વાર્થનો ત્યાગ કરી દેશની સેવા કરવી જોઇએ.

૪૭ પુ —અમારે દેશસેવા વાસ્તે કોનું જીવન ચરિત્ર ભણવું જોઇએ ? પિ૦ મહર્ષિ દયાનંદસરસ્વતીનું.

૪૮ પુ૦—અમારે સંસારમાં કઇ સભામાં મળી કામ કરવું જોઇએ ? પિ૦—આર્યસમાજમાં.

૪૯ પુ૦—આર્યસમાજમાં કોની પૂજા થાય છે ? પિ૦-કેવળ એક નિરાકાર ओ३म्‌ની; કોઇ દેવી દેવતાની નહિ.

૫૦ પુ૦—દેવીનો શો અર્થ ? પિ૦—ખરી ભણેલી (વિદુષી) અને ધર્મિષ્ઠ સ્રીને કહે છે.

૫૧ પુ૦—દેવતા કોને કહે છે ? પિ૦—જે પ્રકાશમાન હોય તેને.

૫૨ પુ૦—દેવતા કેટલા પ્રકારના છે ? પિ૦—બે પ્રકારના. (૧) જડ, અને (૨) ચેતન.

૫૩ પુ૦—જડ દેવતા કેટલા અને કોણ કોણ ? પિ૦—જડ દેવતા ૩૩ છે. ૮ વસુ, ૧૧ રૂદ્ર, ૧૨ આદિત્ય, ૧ યજ્ઞ, અને ૧ વિદ્યુત્.

૫૪ પુ૦—ચેતન દેવતા કોણ છે ? પિ૦-વિદ્વાન્ ધર્માત્મા પુરૂષ અને પરમાત્મા.

૫૫ પુ૦—૮ વસુ, ૧૧ રૂદ્ર અને ૧૨ આદિત્ય કિયા કિયા છે ? પિ૦-સૂર્ય, ચંદ્ર, નક્ષત્ર, પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, અને આકાશ એ આઠ વસુ; દશ

પ્રાણ અને એક જીવાત્મા એ અગીઆર રૂદ્ર;
અને બાર મહિના એ બાર આદિત્ય કહેવાય છે.

૫૬ પુ૦—ત્યારે આ નક્ષત્ર વગેરે દેવતાઓની પૂજા કરવાથી એ અમને કાંઈ ફળ આપી શકે છે કે નહુ ? [પિ૦—ના, નહિ. કારણકે એ સૈ જડ પદાર્થ છે.

૫૭ પુ૦—પુરાણોના તેત્રિસ કરોડ દેવતા કોણ કોણ છે ? પિ૦-આ તદન જુઠી વાત છે. ૩૩ ના ૩૩ કરોડ બનાવી દીધા છે.

૫૮ પુ૦—તીર્થ કોને કહે ? પિ૦ જેની મારફતે મનુષ્ય મોક્ષ સુધીનું ફળ મેળવી શકે તેને; જેમકે–ગુરૂકુલ.

૫૯ પુ૦—ગંગા, જમનાં, વગેરે નદીઓમાં સ્નાન કરવાથી, કે મંદિરોમાં ફક્ત દર્શન કરવાથી મોક્ષ મળી શકે કે નહિ ? પિ૦—નહિ, મોક્ષ તો સારાં કર્મો કરવાથી મળી શકે.

૬૦ પુ૦—વ્રત કોને કહે છે ? પિ૦—કોઇ નિયમ પ્રમાણે ચાલવાનો સંકલ્પ કરી લેવો તેનું નામ વ્રત.

૬૧ પુ૦—અમારે શું વ્રત કરવું જોઇએ ? પિ૦-ધર્માત્મા થવું, અસત્ય છોડવું, સત્યનો પ્રચાર કરવો, દુઃખીઓનાં દુઃખ ટાળવાં, આવાં વ્રત કરવાં જોઇએ.

૬૨ પુ૦—શું આવાં વ્રત કરવાથી અમે દુઃખમાંથી છુટી શકીશું ? પિ૦—હા; નક્કી.

૬૩ પુ૦—શું ઇશ્વર અમારાં પાપો માફ કરશે ? પિ૦ નહિ;

ઈશ્વર ન્યાયકારી છે; પણ સમય આવ્યે તેમનો નાશ થશે

૬૪ પુ૦—દાન કોને કરવું જોઈએ ? પિ૦—અશક્ત, અનાથ, અને ગરીબ જે સારાં કર્મમાં મળેલા દાનના પૈસા વાપરે તેમને.

૬૫ પુ૦—માંસ ખરીદ કરી તે ખાવામાં તો પાપ નહિ; કારણ કે એમાં હિંસા અમે કરી નથી. પિ૦-માંસ ખાવું એ મોટું પાપ છે; કારણકે કસાઈ લોકો માંસ ખાનારને માટે પશુઓ મારે છે. મનુમહારાજે આઠ જાતના કસાઈ કહેલા છે; જેમાં માંસખાનાર, તે રાંધનાર, તે વેચનાર, પશુને મારનાર, તેને મારવાની સલાહ આપનાર વગેરેનો સમાવેશ થાય છે.

૬૬ પુ૦—દારૂ વગેરે નિશાવાળી વસ્તુ પીવામાં તો દોષ નથી ? પિ૦-એમાં નક્કી દોષ છે; કારણકે એથી બુદ્ધિ ભ્રષ્ટ થઇને ખરાબ રસ્તે વળે છે.

૬૭ પુ૦—રંડી વગેરેના નાચમાં જવું તેમાં તો પાપનહિ કે? પિ૦—હા, પાપ છે; કારણકે તેથી મન ઉપર ખરાબ અસર થાય છે.

૬૮ પુ૦—વિવાહ, હોળી વગેરે પ્રસંગે ફટાણાં બોલવાં એ તો નુકશાનકારક નથી કની ? પિ૦—કેમ નહિ,

મા, બેન, વગેરેના દેખતાં ભુંડુ બોલવું એ નીચ અને હલકું કામ છે.

૬૯ પુ૦—નાગી છબીઓ જોવી એ ખરાબ નથી કની ? પિ૦—ખરાબ છે; એ મનને ચળાવે છે.

૭૦ પુ૦—માણુસની કેટલી અવસ્થા હોય છે ? પિ૦—ચાર (૧) બ્રહ્મચર્ય, (૨) ગૃહસ્થ, (૩) વાનપ્રસ્થ, અને (૪) સન્યાસ.

૭૧ પુ૦—અમારી અવસ્થા શી રીતે સંભાળી શકાય ? પિ૦-પહેલી અવસ્થા ગુરૂકુલમાં રહી, બ્રહ્મચારી થઇ, વિદ્યા મેળવીને; બીજી, ગૃહસ્થાઈમાં રહી, અધર્મનો ત્યાગ કરીને; ત્રીજી, એકાંતમાં ઇશ્વર ચિન્તન કરીને; અને ચોથી, સંસારમાં સત્યનો ઉપદેશ કરીને.

૭૨ પુ૦—ત્યારે શું આમ કરવાથી અમે મોક્ષના ભોગી થઇ શકીશું ? પિ૦—હા, નક્કી.

૭૩ પુ૦—સ્ત્રિયોનો મુખ્ય ધર્મ કયો ? પિ૦—ફક્ત પતિની સેવા કરવી તે; તે શિવાય કોઈ બીજો નિયમ, કે વ્રત નથી.

૭૪ પુ૦—ત્યારે શું સ્ત્રિયોએ કોઇ પણ દેવની પૂજા ન કરવી? પિ૦—નહિઃ પોતાનો પતિ એજ તેનો પૂજ્ય દેવ છે; આ એકલા પતિવ્રતથીજ એની ભક્તિ થાય છે.

૭૫ પુ૦—ત્યારે શું ભૂત, પ્રેત મીરા, મસાણ વગેરેની પણ પૂજા ન કરવી ? આતો તેમનાં બચ્ચાંને માંદાં પાડે છે. પિ૦-નહિ, ફક્ત એક ઇશ્વર ઉપર ભરોંસો રાખી એનો ઉપાય કરવો જોઇએ. જે મરી ગયેલ છે તે શું કરી સકે?

૭૬ પુ૦—મંત્રજંત્ર જાણનાર માણસ બચ્ચાંઓને સારાં કરી દેછે? પિ૦-નહિ એ એતો ઢોંગ છે. આથી ભોળી સ્ત્રિયોને તે ઠગાઇ જાય છે, જરા વિચાર તો કરો; જે પોતે મેલો રહે તે દેવતાઓને કેમ ખુશ કરી શકે ?

૭૭ પુ૦—સ્ત્રિયોને વિદ્યાભણાવવી કે નહિ ? પિ૦-નક્કી ભણાવવી જોઇએ; કારણકે વિદ્યા વગર તો ઉત્તમ સંતાન ઉત્પન્ન નહિ કરી શકે.

૭૮ પુ૦—સ્ત્રિયોએ પોતાના પતિની સેવા શિવાય બીજું કાંઇ ન કરવું? પિ૦-નહિ, પોતાથી જે મોટાં હોય તે સૌની સેવા, ગૃહસ્થઘરનું સઘળું કામકાજ, પુત્ર પુત્રીઓને સારી શીખામણ દેવી વગેરે સ્ત્રિયોને શોભા આપનારાં કામ છે.

૭૯ પુ૦—સ્ત્રિયોએ વિદ્યા ભણીને કેવાં પુસ્તકો વાંચવાં જોઇએ ? પિ૦—સારાં સારાં ધર્મનાં પુસ્તકો વાંચવાં; રાસલીલા વગેરે અશાકનાં પુસ્તકો જેથી મન ઉપર ખરાબ અસર થાય તે નહિ; અને હમેશાં સારાં માણસોમાં બેસવું ઉઠવું રાખવું,

૮૦ પુ૦—અમારા દેશનું કલ્યાણ કયારે થશે? પિ૦-જ્યારે આ દેશમાં સજ્જનો અને વિદુષી સ્ત્રીઓ જન્મશે ત્યારે.

૮૧ પુ૦—પિતાજી, આ સ્થિતિમાં મારૂં મુખ્ય કર્તવ્ય શું છે? પિ૦-બ્રહ્મચર્ય પાળવું અને વિદ્યા પ્રાપ્ત કરવી.

૮૨ પુ૦—બ્રહ્મચર્ય કોને કહે છે? પિ૦-બળવીર્યની રક્ષાને બ્રહ્મચર્ય કહે છે.

૮૩ પુ૦—બળ અને વીર્યની રક્ષા કરવાનાં સાધન કયા? પિ૦-દરેક સ્ત્રીને પોતાની મા કે બેન સમજવી. ખરાબ સોબત ન રાખવી, મનને ખરાબ વિચાર કરતાં અટકાવવું, કોઈને કોઇ કામમાં રોકાયા રહેવું, ખરાબ ચાળા ન કરવા, ગુપ્તેન્દ્રિય ઉપર વારે ઘડિએ હાથ ન અડાડવો, વગેરે બળ અને વીર્યની રક્ષાનાં સાધન છે.

૮૪ પુ૦—બળ અને વીર્યની રક્ષા કરવાથી શો લાભ? પિ૦-તેજ વધે છે, બુદ્ધિ તીવ્ર થાય છે, ઇન્દ્રિયો દૃઢ થાય છે, અને માણસ પૂર્ણ આયુષ્ય ભોગવે છે.

૮૫ પુ૦—બ્રહ્મચર્યનું પાલન કયાં સૂધી કરવું જોઈએ? પિ૦-આખી જીંદગી અથવા ૪૫ વર્ષ સૂધી; અથવા ઓછામાં ઓછું ૨૫ વર્ષ સૂધી તો બ્રહ્મચર્ય પાળવુંજ જોઇએ.

૮૬ પુ૦—પચીસ (૨૫) વર્ષની પેહેલાં વીર્યની હાની કરવાથી શું નુકશાન પહોંચતું હશે ? પિ૦—સાંસારિક અને પારમાર્થિક બંને સુખોનો નાશ થાય છે. શરીર નબળું પડી જાય છે, મગજમાં સ્મરણશક્તિ રહેતી નથી, આંખનું તેજ ઘટી જાય છે, કમર અને પિંડીઓ દુઃખે છે, પાચનશક્તિ બગડી જાય છે. અને ઇંદ્રિઓ નરમ પડી જાય છે. વગેરે; આથી માણસ અનેક રોગથી ઘેરાએલું રહે છે.

૮૭ પુ૦—આવા માણસને સંતાન થાય છે કે નહિ ? પિ૦—આવા માણસને પેહેલાં સંતાન થતાંજ નથી; અને કદી થયાં તો તે બહુ દુર્બલ થાય છે; અને તેઓ રોગથી ઘેરાયેલા રહે છે.

૮૮ પુ૦—ત્યારે તો આવાં માણસોનું સંસારમાં રહેવું વૃથા છે; કારણ કે પોતાની નિર્બળતાને લીધે માતૃઋણ ને પિતૃઋણ પણ તેમનાથી અપાઇ શકાતું નથી. પિ૦—ખરી વાત બેટા, આવાં માણસ તો કંટાળ્યા પછી લાજનાં માર્યાં આપઘાત કરે છે.

૮૯ પુ૦—ત્યારે શું યુવાવસ્થામાં જેટલાં માણસો દુર્બલ દેખાય છે અથવા ચશ્મા પહેરે છે એ બધાં આવાંજ હશે? અને શું એ બધાંઓ કુચેષ્ટાથી પોતાનું વીર્ય ખોઇ બેઠાં હશે ? પિ૦—હા, ઘણાંખરાં તો એવાંજ હોય છે કે જેમણે પોતેજ રોગોને ખરીદ કરી લીધા છે.

૯૦ પુ૦—લગ્ન થયા પછી તો બ્રહ્મચર્યનો અવશ્ય નાશ થતોજ હશે ? પિ–નહિ. જે માણસ સ્ત્રીવ્રત પાલન કરી ઋતુગામી થાય છે. તે બ્રહ્મચારીજ ગણાય છે.

૯૧ પુ૦—પિતાજી હાલમાં વખત બહુ થઇ ગયો છે. અને મારી શંકાઓ હજી બહુ બાકી છે. તેથી તેમનુ સમાધાન વળી ફરી કોઇ વખત કરાવીશ; હાલ મને જવાની રજા આપો. પિ૦–ઠીક જા.

૯૨ પુ૦—પિતાજી, નમસ્તે. પિ–બેટા લાંબુ આયુષ્ય ભોગવ, તારા વિચાર દૃઢ થાઓ. અને તારૂં જીવન આદર્શ જીવન થાઓ.

॥ संपूर्णम् ॥

---

આ પુસ્તક મળવાનું ઠેકાણું.

અમદાવાદ—વેદજ્ઞાન પ્રચારક મંડળ દરિયાપુર પંચાલવાડી કાર્યાલયમાં દર ગુરૂવારે સાયંકાળે સાપ્તાહિક કાર્યવાહિ વખતે મંત્રી પાસેથી મલશે.

અને લુણસાવાડે હનુમાનની પોળમાં કાષ્ટકાર પોપટરામ મનોહર પાસેથી મળશે. ઘર નં–૨૦૨૨.

---

વેદજ્ઞાન પ્રચારક મંડળ. દરિયાપુર પંચાલવાડી
વૈદિક મંદિર—અમદાવાદ.